# પુષ્ટિમાર્ગીય

# વૈષ્ણવોનું આહ્નિક.



પ્રકટકર્તા:

શ્રીકાંકરોલી વિદ્યાવિભાગ.

॥ विजयते श्रीद्वारिकाधीशः प्रभुः ॥

# પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોનું આહ્નિક.



કૃપાપીયૂષપારાવાર દૈવીજીવાવનપરાયણ તૃતીયપીઠાધીશ્વર ગોસ્વામીશ્રી ૬ શ્રીવ્રજભૂષણલાલજી મહારાજશ્રીની આજ્ઞાથી શ્રીકાંકરોલી વિદ્યાવિભાગ તરફથી તેના સંચાલકઃ


લેખક તથા પ્રકાશકઃ

ભટ્ટ જટાશંકર શાસ્ત્રી.

કાંકરોલી-( મેવાડ ).




મૂલ્ય ૧ આનો.

# નિવેદન.

---

અત્યારના ક્રાંતિકારક જમાનામાં, ધર્મને શરણ થયા સિવાય એક પણ શ્રેયસ્કર માર્ગ નથી. ધર્મની રક્ષા કરવાથીજ ધર્મ આપણી રક્ષા કરે છે. વૈષ્ણવોને પોતાનો ધર્મ સમજવા વિષે અને તે મુજબ સદાચાર પાળવાવિષે આ નાનકડા પુસ્તકમાંથી પણ ઘણુંય સમજવાનું છે. બોલવા કરતાં તે મુજબ ધર્માચરણ કરવામાંજ મ્હોટો લાભ સમાયલો છે. કોઇ પણ સંયોગમાં વૈષ્ણવોએ તો પોતાનો ધર્મ બજાવેજ છૂટકો છે. અત્યારના જગત્‌ના પ્રક્ષુબ્ધ અને ક્રાંતિકારક વાતાવરણમાં વૈષ્ણવોએ પોતાનાં સ્વરૂપને તો નજ ભુલી જવું જોઇએ.

લેખક.

## વૈષ્ણવોને વધાઇ.

થોડાજ વખતમાં શ્રીબાળકૃષ્ણલાલજીમહારાજશ્રીના શ્રીહસ્તથી લખાયલી, ઘણાજ સુધારા વધારા સાથે **શ્રીદ્વારિકાધીશજીની પ્રાકટ્ય વાર્તા બહાર પડશે.**



## નીચેનાં પુસ્તકો તૈયાર છે.

| | મૂલ્ય. |
|---|---|
| सनातनधर्म ... ... ... | ૦-૧-૦ |
| विधवाविवाहखण्डनम् ... ... | ૦-૪-૦ |
| શ્રીગિરિધરજીનાં વચનામૃત ... ... | ૨-૦-૦ |

ટપાલ ખર્ચ જુદું.

મળવાનું ઠેકાણું:—

विद्याविभाग–कांकरोली ( मेवाड ).

॥ विजयते श्रीद्वारिकेशः प्रभुः ॥

# વૈષ્ણવોનાં નિત્યકર્મ.

## પ્રાતઃસ્મરણમ્.

સર્વ વૈષ્ણવોએ વહેલાં ચારથી પાંચ વાગ્યાની અંદર જાગવું જોઇએ. પહેલેથીજ પોતાના શયનગૃહમાં શ્રીઠાકુરજીનું સુંદર ચિત્ર પધરાવી રાખવું, કે જેથી જાગીને તરતજ પ્રભુનાં દર્શન કરી શકાય. ત્યારબાદ નીચેના શ્લોકો ભણી પ્રાતઃસ્મરણ કરવું.

શ્રીગોવર્ધનનાથપાદયુગલં હૈયંગવીનપ્રિયં
નિત્યં શ્રીમથુરાધિપં સુખકરં શ્રીવિઠ્ઠલેશં મુદા ॥
શ્રીમદ્દ્વારવતીશગોકુલપતી શ્રીગોકુલેન્દું વિભું
શ્રીમન્મન્મથમોહનં નટવરં શ્રીબાલકૃષ્ણં ભજે ॥૧॥

( અર્થ—શ્રીનાથજી, શ્રીનવનીતપ્રિયાજી, શ્રીમથુરેશજી, શ્રીવિઠ્ઠલનાથજી, શ્રીદ્વારિકાધીશજી, શ્રીગોકુલનાથજી, શ્રીગોકુલચંદ્રમાજી, શ્રીમદનમોહનજી, શ્રીનટવરલાલ અને શ્રીબાલકૃષ્ણજી, એમનું હું સેવન કરૂં છું. )

શ્રીમદ્વલ્લભવિઠ્ઠલૌ ગિરિધરં ગોવિંદરાયાભિધં
શ્રીમદ્બાલકકૃષ્ણગોકુલપતી નાથં રઘૂણાંસ્તથા ॥
એવં શ્રીયદુનાયકં કિલ ઘનશ્યામં ચ તદ્વંશજાન્
કાલિન્દીં સ્વગુરુ ગિરિં ગુરુવિભું સ્વીયપ્રભૂંશ્ચ સ્મરેત્ ॥

( અર્થઃ—શ્રીમહાપ્રભુજી, શ્રીગુંસાંઇજી, શ્રીગિરિધરજી, શ્રીગોવિંદરાયજી, શ્રીબાલકૃષ્ણજી. શ્રીગોકુલનાથજી, શ્રીરઘુનાથજી, શ્રીયદુનાથજી, શ્રીઘનશ્યામજી એમનો સમસ્ત વંશ શ્રીવલ્લભકુલ, શ્રીયમુનાજી; પોતાના ગુરુદેવ, શ્રીગિરિરાજજી, શ્રીદાઉદયાલ અને પોતાને માથે બિરાજતા પ્રભુ એ બધાનું સ્મરણ કરવું. )

## શ્રીયમુનાજીની સ્તુતિ.

શ્રીયમુનાજી તિહારો દરસ મોહે ભાવેં,
શ્રીગોકુલકે નિકટ બહત હો, લહરનકી છબ આવેં. શ્રી.
દુઃખહરની સુખદેની શ્રીયમુનાજી, જે જન પ્રાત ઉઠ નહાવેં;
મદનમોહનજૂકી ખરી યે પીયારી, પટરાની જૂ કહાવે. શ્રી.
વૃંદાવનમેં રાસ રચ્યો હે, મોહન મુરલી બજાવે;
**સૂરદાસ** પ્રભુ તિહારે મિલનકો બેદ બિમલ જસ ગાવેં. શ્રી.

શ્રીયમુનાજીનું સ્મરણ કર્યા બાદ પોતપોતાના શ્રીગુરુદેવનું સ્મરણ કરવું. આટલું સ્મરણ બિછાનામાંજ કર્યા બાદ, પુત્રપુત્રીઓએ પોતાનાં માતાપિતાને ‘ જયશ્રીકૃષ્ણ ’ કહીને પ્રણામ કરવા. સ્ત્રીવર્ગે પોતાનાં સાસુસસરા અને વૃદ્ધ વડીલો તરફ ઉપર મુજબ વર્તવું જોઇએ.

**વૈજ્ઞાનિક વિચાર**—પ્રાતઃકાળનો શુદ્ધ પવન મન, બુદ્ધિ અને શરીરને આરોગ્ય કરનારો છે. વિદ્યાર્થીઓએ તો વહેલું જાગીનેજ વિદ્યાભ્યાસ કરવો ઘટે. બ્રાહ્મમુહૂર્ત ( સૂર્યોદય પહેલાં લગભગ દોઢ કલાકના સમય )માં એકજ

કલાકના સમયમાં ભણેલું ગોખેલું અને વિચારેલું બપોરના ચાર કલાકની બરોબરી કરી શકે. છે.

**મલશુદ્ધિ**—પ્રાત:સ્મરણ કરી, બિછાનું વ્યવસ્થિત કરી, જલથી મ્હોઢું ધોઇ, દિશાજંગલ માટે જવું. બનતાં સુધી ખુલ્લી હવામાં દિશાજંગલ જવાય તો વધારે સારૂં. જલનું પાત્ર લઇનેજ ખરચુ જવું, ક્યારે પણ પાત્ર વિના ન જવું. શૌચથી નિવૃત્ત થઇને, અને લઘુશંકા કર્યા પછી પણ મૂત્રેન્દ્રિયને જલથી સાફ કરવી. ડાબો હાથ પાંચ વખત માટીથી ધોયા બાદ બન્ને હાથ પણ પાંચ વખત માટીથી શુદ્ધ કરવા ત્યાર બાદ ૧૨ બાર કોગળા કરી મુખશુદ્ધિ કરવી. પછી માટી વતી પગને સાફ કર્યા પછી દાતણ કરવું. બાવળ, લીમડા, અંઘેડા અને ખાખરાનાં દાતણ પવિત્ર અને ફાયદાકારક છે.

**વૈજ્ઞાનિક વિચાર**—શરીરની અંદર રહેલાં મલિન પરમાણુઓ શૌચદ્વારા નાશ પામે છે. તે વખતનાં પરમાણુઓ શરીરને હાનિ ન પહોંચાડે તેટલા માટે હાથપગને મૃત્તિકાથી શુદ્ધ કરવામાં આવે છે. તેમજ શૌચ વખતે પહેરેલાં વસ્ત્રો પણ ધોવાંજ જોઇએ. આવી રીતે શુદ્ધ થવાથી શારીરિક અને :માનસિક બલ સારા પ્રમાણમાં વધે છે. કેટલાએક મનુષ્યો શૌચ જવાની ઇચ્છા હોય તો પણ નહાવાને લીધે કે આળસથી જતા નથી તે ઘણુંજ નુકશાનકારક છે. દાતણ કરવાથી મ્હોઢાંના તમામ રોગો નિવૃત્ત થાય

છે. દાંતની શુદ્ધિ ન થવાથી દુર્ગન્ધ અને આગરૂના રોગો થવાથી હૃદયમાં કમજોરી પેદા થાય છે.

## સ્નાન.

पुष्कराद्यानि तीर्थानि गंगाद्याः सरितस्तथा ।
आगच्छन्तु पवित्राणि स्नानकाले सदा मम ।

આ શ્લોક બોલી સ્નાન કરવું.

શૌચાદિથી પરવાર્યા બાદ સ્નાન કરવું જોઇએ. તળાવ કે નદીમાં સ્નાન સહુથી ઉત્તમ ગણાય છે. તેના અભાવમાં કૂવા વાવડીથી ચલાવી લેવું જોઇએ. સ્નાન કરતી વખતે પણ કોગળા કરવા. શરીરનો કોઇપણ ભાગ કે પહેરેલું વસ્ત્ર કોરૂં ન રહી જાય તે માટે સાવચેતી રાખવી. સ્નાન કરતી વેળા વાતચિત્ત ન કરાય. બાદ ધોયલું વસ્ત્ર અગર રેશમીવસ્ત્ર પહેરીને મંગળાચરણ અને યમુનાષ્ટકનો પાઠ કરતા રહેવું.

શ્રીકૃષ્ણાય નમઃ ।। શ્રીગોપીજનવલ્લભાય નમઃ ।।
શ્રીમદાચાર્યચરણકમલેભ્યો નમઃ ।।
શ્રીગુસાંઇજીપરમદયાલવે નમઃ ।।

ચિંતાસંતાનહંતારો યત્પાદાંબુજરેણવઃ ।।
સ્વીયાનાં તાન્નિજાચાર્યાન પ્રણમામિ મુહુર્મુહુઃ ।।૧।।
યદનુગ્રહતો જંતુઃ સર્વદુઃખાતિગો ભવેત્ ।
તમહં સર્વદા વંદે શ્રીમદ્વલ્લભનંદનમ્ ।।૨।।

## ॥ અથ શ્રીયમુનાષ્ટકમ્ ॥

નમામિ યમુનામહં સકલસિદ્ધિહેતું મુદા, મુરારિપદ-પંકજસ્ફુરદમંદરેણૂત્કટામ્ ॥ તટસ્થનવકાનનપ્રકટમોદપુષ્પાંબુના, સુરાસુરસુપૂજિતસ્મરપિતુઃ શ્રિયં બિભ્રતીમ્ ॥૧॥ કલિંદગિરિમસ્તકે પતદમંદપૂરોજ્જ્વલા, વિલાસગમનોલ્લસત્પ્રકટગંડશૈલોન્નતા ॥ સઘોષગતિદંતુરા સમધિરૂઢદોલોત્તમા, મુકુંદરતિવર્ધિની જયતિ પદ્મબંધોઃ સુતા ॥૨॥ ભુવં ભુવનપાવનીમધિગતામનેકસ્વનૈઃ પ્રિયાભિરિવ સેવિતાં શુકમયૂરહંસાદિભિઃ ॥ તરંગભુજકંકણપ્રકટમુક્તિકાવાલુકાનિતંબતટસુન્દરીં નમત કૃષ્ણતુર્યપ્રિયામ્ ॥૩॥ અનંતગુણભૂષિતે શિવવિરંચિદેવસ્તુતે ઘનાઘનનિભે સદા ધ્રુવપરાશરાભીષ્ટદે ॥ વિશુદ્ધમથુરાતટે સકલગોપગોપીવૃતે કૃપાજલધિસંશ્રિતે મમ મનઃ સુખં ભાવય ॥૪॥ યયા ચરણપદ્મજા મુરરિપોઃ પ્રિયંભાવુકા સમાગમનતોભવત્સકલસિદ્ધિદા સેવતામ્ ॥ તયા સદશતામિયાત્કમલજાસપત્નીવ યત્ હરિપ્રિયકલિંદયા મનાસ મે સદા સ્થીયતામ્ ॥૫॥ નમોસ્તુ યમુને સદા તવ ચરિત્રમત્યદ્ભુતં ન જાતુ યમયાતના ભવતિ તે પયઃપાનતઃ ॥ યમોપિ ભગિનીસુતાન્ કથમુ હંતિ દુષ્ટાનપિ પ્રિયો ભવતિ સેવનાત્તવ હરેર્યથા ગોપિકાઃ ॥૬॥ મમાસ્તુ તવ સન્નિધૌ તનુનવત્વમેતાવતા ન દુર્લભતમા રતિર્મુરરિપૌ મુકુંદપ્રિયે ॥ અતોસ્તુ તવ લાલના સુરધુની પરં સંગમાત્ તવૈવ ભુવિ કીર્તિતા ન તુ

કદાપિ પુષ્ટિસ્થિતેઃ ॥૭॥ સ્તુતિં તવ કરોતિ કઃ કમલજા-સપત્નિ પ્રિયે હરેર્યદનુસેવયા ભવતિ સૌખ્યમામોક્ષતઃ ॥ ઇયં તવ કથાધિકા સકલગોપિકાસંગમઃ સ્મરશ્રમજલાણુભિઃ સકલગાત્રજૈઃ સંગમઃ ॥૮॥ તવાષ્ટકમિદં મુદા પઠતિ સૂરસુતે સદા સમસ્તદુરિતક્ષયો ભવતિ વૈ મુકુંદે રતિઃ ॥ તયા સકલસિદ્ધયો મુરરિપુશ્ચ સંતુષ્યતિ સ્વભાવવિજયો ભવદ્વદતિ વલ્લભઃ શ્રીહરેઃ ॥ ૯ ॥ ઇતિ શ્રીમદ્વલ્લભાચાર્યવિરચિત શ્રીયમુનાષ્ટકં સંપૂર્ણમ્.

તિલકવિધિ—ત્યારબાદ વૈષ્ણવોએ એક પવિત્ર આસન ઉપર બેસી, પ્રસાદી કુંકુમથી તિલક કરવું અને ચરણામૃત લેવું.

दण्डाकारं ललाटे स्यात्पद्माकारं तु वक्षसि ।

वेणुपत्रनिभं बाह्वोरन्यद्दीपाकृति स्मृतम् ॥

કપાળમાં ઊર્ધ્વપુંડ્ર કરવું, હૃદય ઉપર કમળની માફક તિલક કરવું, બન્ને બાહુમૂળ ઉપર વાંસના પત્રના જેવું કરવું. અને આ સિવાયનાં દરેક સ્થળે દીવાની આકૃતિવાળાં તિલક કરવા, તિલક કરતી વખતે નીચેનાં મહાવાકયો બોલતાં જવાં:—

૧ લલાટે કેશવાય નમઃ કપાળમાં ઊર્ધ્વપુંડ્ર કરવું.

૨ નાભૌ નારાયણાય નમઃ ડુંટી ઉપર દીપાકૃતિ તિલક કરવું.

૩ હૃદયે માધવાય નમઃ હૃદય ઉપર.

૪ કણ્ઠે ગોવિન્દાય નમઃ કંઠ ઉપર.

૫ દક્ષિણકટ્યાં વિષ્ણુવે નમઃ જમણી કમર ઉપર.
૬ દક્ષિણબાહૌ મધુસૂદનાય નમઃ જમણી ભુજા ઉપર.
૭ દક્ષિણકર્ણમૂલે ત્રિવિક્રમાય નમઃ જમણા કાનની નીચે.
૮ વામકટ્યાં વામનાય નમઃ ડાબી કમર ઉપર.
૯ વામબાહૌ શ્રીધરાય નમઃ ડાબી ભુજા ઉપર.
૧૦ વામકર્ણમૂલે હૃષીકેશાય નમઃ ડાબા કાનની નીચે.
૧૧ પૃષ્ઠે પદ્મનાભાય નમઃ પીઠ ઉપર.
૧૨ મસ્તકે દામોદરાય નમઃ મસ્તક ઉપર.

તિલક એ આપણા શ્રીઠાકોરજીનાં ચરણનું ચિન્હ છે. પ્રભુની ભક્તિ કરનારાઓએ તો કદાપિ તિલક વિના રહેવું નહીં. ઊર્ધ્વપુંડ્ર તિલક કર્યા સિવાય જો કોઇ દ્વિજ (જનોઇ-વાળો માણસ) પિતૃઓનું શ્રાદ્ધ પણ કરે તો તે નિષ્ફળ થાય છે. આવી રીતે શાસ્ત્રકારોની છડેચોક આજ્ઞા છે. ભક્તોને તો પ્રભુનાં ચરણકમળની સેવાથી અમોલ આનંદ ઉપજે છે, હું **અને મારૂં** આવા સંસારથી છૂટા થવા માટે પ્રભુનાં ચરણની કૃપા સિવાય બીજો સરલ માર્ગ એકેય નથી. હું શ્રીકૃષ્ણચંદ્રપ્રભુનો દાસ છું, ભક્ત છું, આવી ભાવના નિરંતર રહે તે માટે સર્વ વૈષ્ણવોએ પ્રભુના ભક્તના પરવાનાની માફક નિત્ય તિલક કરવુંજ જોઇએ.

**વૈજ્ઞાનિક વિચાર**—મનુષ્યની વિચાર શક્તિ અને બુદ્ધિબલ મસ્તકમાં રહે છે. તેમ સમગ્ર શરીરની પ્રતિભા અને તેજ કપાળમાં અને નેત્રમાં રહે છે. શુદ્ધ સાત્વિક

બુદ્ધિ અને સદ્વિચારોથી મનુષ્યનુ તેજ વધે છે, તેવાં દિવ્ય તેજ વધારવાની શક્તિ શ્રીહરિના ચરણકમળમાંજ રહેલી છે. તેટલા સારૂ કપાળમાં પ્રભુચરણના આકારવાળું તિલક કરવું અને પોતાનાં નેત્ર ઉપર ચરણામૃત લગાડવાનો ઉત્તમ વિધિ છે. તિલક અને ચરણામૃત સિવાય સંસારબંધનથી છૂટવાની ઇચ્છા રાખવીજ નહિ.

**મુદ્રાધારણ**—ગોપીચંદનથી શંખ, ચક્ર, ગદા પદ્મ સંપ્રદાય તથા નામમુદ્રા એ છ મુદ્રાથી છાપાં કરવાં. કપાળમાં બાહુ ઉપર અને વક્ષ:સ્થળ ઉપર ખાસ મુદ્રાઓ કરવી. ભગવાનનાં આયુધો આપણી રક્ષા કરે છે તેવી ભાવના કરવી.

**કંઠી**—વૈષ્ણવે તુલસીની કંઠી તો નિત્ય ધારણ કરેલી હોવીજ જોઇએ. બ્રાહ્મણ જેમ જનોઈ વિના ન રહી શકે, તેમ વૈષ્ણવોને કંઠી વિના નજ ચાલે. ઉત્તમોત્તમ કંઠી તુલસીની છે. સવારમાં ઉઠીને પણ કંઠીનાં દર્શન કરવાથી આખો દિવસ આનંદમાં જાય છે. જેમ ઉત્તમ ભક્ત શ્રીગોપીજનનાં હૃદયમાં પ્રભુનાં ચરણારવિંદના પધરાવવાથી દિવ્ય આનંદ થાય છે, તેવી રીતે વૈષ્ણવોના હૃદયમાંના ત્રણ પ્રકારના તાપની નિવૃત્તિ કંઠીથી થઇ શકે છે. શાસ્ત્રકારો પણ મુક્તકંઠે કહે છે:—

तुलसीकाष्ठमालाभिर्भूषितः पुण्यमाचरेत् ।
पितॄणां देवतानां च कृतं कोटिगुणं कलौ ॥

( તુલસીજીની કંઠીથી શણગારેલો કોઈ પણ મનુષ્ય, જે કંઇ પુણ્ય કરે છે, તેમ દેવતા અને પિતૃઓનાં પૂજનાદિ કરે છે, તેનું ફળ તેને કરોડગણું મળે છે. )

**વૈજ્ઞાનિક વિચાર**—યુરોપ દેશના મહાન્ તત્ત્વવેત્તાઓએ પણ આપણા ધર્મકાર્યમાં વપરાતી પવિત્ર વસ્તુઓમાંથી તુલસી, દર્ભ અને પંચગવ્ય ( ગાયનું દૂધ, દહીં, ઘૃત, છાંણ અને મૂત્ર ) ની વખતોવખત પ્રશંસા કરી છે. માખી જેવી ઝહરી વસ્તુ પણ પ્રમાદથી પેટમાં ગઇ હોય અને તુલસીજીનાં આઠ દશ દલ (પાન) લવિંગ સાથે લેવામાં આવે તો દરેક વિકાર અને શરીરનો વ્યાધિ દૂર થાય છે. મેલેરીયા જેવા ભયંકર તાવનાં પરમાણુઓ તો તુલસીની હવાથી રહીજ શકતાં નથી. દરેક વૈષ્ણવોએ તુલસીનું વૃક્ષ જરૂર રાખવું. આપણે ત્યાં શ્રીઠાકોરજીને ભોગ ધરાવતી વખતે પણ તુલસીદલ પધરાવવામાં આવે છે. જેથી અલૌકિક સિદ્ધિની સાથે અન્નાદિકના લૌકિક વિકાર પણ દૂર થઇ જાય છે. મનુષ્યના સમગ્ર શરીરમાં સુખ દુઃખ અનુભવવાનું સ્થળ ફક્ત એક હૃદય છે. હૃદય સુધી સ્પર્શ કરનારી કંઠીના ધારણ કરવાથી પ્રભુના ભકતો કોઈ અલૌકિક આનંદ અનુભવે છે.

**સંધ્યાવંદન**—બ્રાહ્મણ વૈષ્ણવોએ અગર જનોઇવાળા વૈષ્ણવોએ સ્નાન કરી તિલકમુદ્રા કર્યા પછી પોતપોતાની શાખા અનુસાર સંધ્યા કરવી, વેદ ખાસ આજ્ઞા કરે છે

**અહરહઃ સન્ધ્યામુપાસીત** કે દ્વિજાતિએ તો દરરોજ સંધ્યા કરવી. સવારે, બપોરે અને સાંજરે, ત્રણ વખત સન્ધ્યા કરવાનો વિધિ છે. પ્રાતઃકાળમાં તો તારા દેખાતા હોય ત્યારે સંધ્યા કરવી. એટલે સૂર્યોદય પહેલાં પોતાના નિત્યકર્મથી નિવૃત્ત થવું જોઇએ. ત્યારબાદ સેવા–જપ વગેરેથી પહોંચી પિતૃતર્પણ દેવતર્પણ મનુષ્યતર્પણ કર્યા બાદ શ્રીઠાકોરજીને ભોગ ધરાવેલા **ચોખા** વતી વૈશ્વદેવયજ્ઞ કરવો ગોગ્રાસ અને અતિથિગ્રાસ કઢાવીને પછી બ્રાહ્મણ વૈષ્ણવોએ મહાપ્રસાદ લેવો.

**સેવા–જપ**—તિલક ચરણામૃતનો વિધિ પૂરો થયા બાદ, પોતાની સામે એક સુંદર સિંહાસન ઉપર શ્રીઠાકોરજીનું ચિત્ર પધરાવી ચરણસ્પર્શ કરી એકાદ ગુંજાની માળા ને મુકુટ ધરાવી મિશ્રીભોગ કરવો (જળની ઝારી ધરવાની ઇચ્છા હોય તો **અપરસ**માં રહીને જળ ભરેલું હોય તોજ તેવી સેવા કરવી, નહિતર મિશ્રીભોગથી સંતોષ માનવો.) ચરણમાં તુલસીદલ સમર્પતાં કૃષ્ણાશ્રયનો પાઠ કરવો.

## શ્રીકૃષ્ણાશ્રયઃ

સર્વમાર્ગેષુ નષ્ટેષુ કલૌ ચ ખલધર્મિણિ । પાષણ્ડપ્રચુરે લોકે કૃષ્ણ એવ ગતિર્મમ ॥ ૧ ॥ મ્લેચ્છાક્રાન્તેષુ દેશેષુ પાપૈકનિલયેષુ ચ । સત્પીડાવ્યગ્રલોકેષુ કૃષ્ણ એવ ગતિર્મમ ॥ ૨ ॥ ગંગાદિતીર્થવર્યેષુ દુષ્ટૈરેવાવૃતેષ્વિહ ।

તિરોહિતાધિદૈવેષુ કૃષ્ણ એવ ગતિર્મમ ॥ ૩ ॥ અહંકારવિમૂઢેષુ સત્સુ પાપાનુવર્તિષુ । લાભપૂજાર્થયત્નેષુ કૃષ્ણ એવ ગતિર્મમ ॥ ૪ ॥ અપરિજ્ઞાનનષ્ટેષુ મંત્રેષ્વવ્રતયોગિષુ । તિરોહિતાર્થદૈવેષુ કૃષ્ણ એવ ગતિર્મમ ॥ ૫ ॥ નાનાવાદવિનષ્ટેષુ સર્વકર્મવ્રતાદિષુ । પાખંડૈકપ્રયત્નેષુ કૃષ્ણ એવ ગતિર્મમ ॥ ૬ ॥ અજામિલાદિદોષાણાં નાશકોનુભવે સ્થિતઃ । જ્ઞાપિતાખિલમાહાત્મ્યઃ કૃષ્ણ એવ ગતિર્મમ ॥૭॥ પ્રાકૃતાઃ સકલા દેવા ગણિતાનંદકં બૃહત્ । પૂર્ણાનંદો હરિસ્તસ્માત્કૃષ્ણ એવ ગતિર્મમ ॥ ૮ ॥ વિવેકધૈર્યભક્ત્યાદિરહિતસ્ય વિશેષતઃ । પાપાસક્તસ્ય દીનસ્ય કૃષ્ણ એવ ગતિર્મમ ॥૯॥ સર્વસામર્થ્યસહિતઃ સર્વત્રૈવાખિલાર્થકૃત્ । શરણસ્થસમુદ્ધારં કૃષ્ણં વિજ્ઞાપયામ્યહમ્ ॥ ૧૦ ॥ કૃષ્ણાશ્રયમિદં સ્તોત્રં યઃ પઠેત્કૃષ્ણસંનિધૌ । તસ્યાશ્રયો ભવેત્કૃષ્ણ ઇતિ શ્રીવલ્લભોઽબ્રવીત્ ॥૧૧॥ ઇતિ શ્રીમદ્વલ્લભાચાર્યવિરચિતં શ્રીકૃષ્ણાશ્રયસ્તોત્ર સંપૂર્ણમ્ ॥

પાઠ થઈ ગયા બાદ ( **શ્રીકૃષ્ણઃ શરણં મમ** ) અષ્ટાક્ષરની ત્રણ માળા તો જરૂર કરવી. જપ કરતી વખતે જો કે આપણું મન કંઈ કંઈ મનોરથોના મહેલોમાં ભટકતું રહેશે, તો પણ ક્રમેક્રમે અભ્યાસ કરી, મનના વેગને પોતાના કબજામાં રાખી પ્રભુપરાયણ કરવું. **મારી રક્ષા કરનાર શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુ જ છે** આવા પ્રકારની ભાવના જપ કરતી વેળાએ રાખવી.

જીવ પોતાના સ્વાર્થી સુખમાં પરોવાઇ જતાં, નિત્ય અને નિર્ગુણ સુખ આપનારાં પ્રભુભજનને ભૂલી જાય છે. સ્રી પુત્ર બન્ધુ ધન રાજ્ય મારી રક્ષા કરે છે, અને કરશે તેમ માને છે પરંતુ સ્રીપુત્રાદિક તો પરાધીન અને સ્વાર્થ પરાયણુ છે, કોઇ પણુ પોતાના પ્યારા જીવનું ભલું કરી શકતું નથી. જીવમાત્રના સાચા અને સમર્થ રક્ષક તો એક શ્રી કૃષ્ણુજ છે તેથી વૈષ્ણુવોએ નિત્ય અષ્ટાક્ષર મંત્રનો જપ કરવો.

ગુરુસેવા—જપ કર્યાબાદ શ્રીગુરુદેવનું પણુ સ્મરણુ કરવું. સર્વોત્તમસ્તોત્રનો પાઠ કરવો. તે વખતે શ્રીવલ્લભાધીશ્વરપ્રભુનાં ચરણુકમળમાં ચિત્તને પરોવી દેવું જોઇએ. શાસ્રમાં ગુરુદેવનું સ્થાન સર્વોત્તમ છે. ગુરુની કૃપા સિવાય પ્રભુની સેવાનો માર્ગ સમજાતો નથી.

यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ ।
तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥ श्रुतिः ॥

(જેને કોઇ પણુ પોતાના ઇષ્ટદેવમાં જેવી ભક્તિ હોય તેવીજ ભક્તિ તેણે ગુરુદેવમાં પણુ રાખવી. ગુરુમાં નિષ્ઠાવાળા પુરુષનેજ શાસ્રમાં બતાવેલી સિદ્ધિઓ ફળે છે)

## શ્રીસર્વોત્તમસ્તોત્ર.

પ્રાકૃતધર્માનાશ્રયમપ્રાકૃતનિખિલધર્મરૂપમિતિ । નિગમપ્રતિપાદ્યં યત્તચ્છુદ્ધં સાકૃતિ સ્તૌમિ ॥ ૧ ॥ કલિકાલત-

મશ્છન્નદૃષ્ટિત્વાદ્વિદુષામપિ । સંપ્રત્યવિષયસ્તસ્ય માહાત્મ્યં સમ-
ભૂદ્ ભુવિ ॥ ૨ ॥ દયયા નિજમાહાત્મ્યં કરિષ્યન્પ્રકટં હરિઃ
વાણ્યા યદા તદા સ્વાસ્યં પ્રાદુર્ભૂતં ચકાર હિ ॥ ૩ ॥
તદુક્તમપિ દુર્બોધં સુબોધં સ્યાદ્યથા તથા । તન્નામાષ્ટોત્તર-
શતં પ્રવક્ષ્યામ્યખિલાઘહૃત્ ॥ ૪ ॥ ઋષિરગ્નિકુમારસ્તુ નામ્નાં
છંદો જગત્યસૌ । શ્રીકૃષ્ણાસ્યં દેવતા ચ બીજં કારુણિકઃ
પ્રભુઃ ॥૫॥ વિનિયોગો ભક્તિયોગપ્રતિબંધવિનાશને । કૃષ્ણા-
ધરામૃતાસ્વાદસિદ્ધિરત્ર ન સંશયઃ ॥૬॥ આનંદઃ પરમાનંદઃ
શ્રીકૃષ્ણાસ્યં કૃપાનિધિઃ । દૈવોદ્ધારપ્રયત્નાત્મા સ્મૃતિમાત્રાર્તિ-
નાશનઃ ॥ ૭ ॥ શ્રીભાગવતગૂઢાર્થપ્રકાશનપરાયણઃ । સાકાર-
બ્રહ્મવાદૈકસ્થાપકો વેદપારગઃ ॥૮॥ માયાવાદનિરાકર્તા સર્વવા-
દિનિરાસકૃત્ । ભક્તિમાર્ગાબ્જમાર્તંડઃ સ્ત્રીશૂદ્રાદ્યુદ્ધૃતિક્ષમઃ
॥૯॥ અંગીકૃત્યૈવ ગોપીશવલ્લભીકૃતમાનવઃ । અંગીકૃતૌ સમર્યાદો
મહાકારુણિકો વિભુઃ ॥ ૧૦ ॥ અદેયદાનદક્ષશ્ચ મહોદારચરિ-
ત્રવાન્ । પ્રાકૃતાનુકૃતિવ્યાજમોહિતાસુરમાનુષઃ ॥૧૧॥ વૈશ્વા-
નરો વલ્લભાખ્યઃ સદ્રૂપો હિતકૃત્સતામ્ । જનશિક્ષાકૃતે કૃષ્ણ-
ભક્તિકૃન્નિખિલેષ્ટદઃ ॥ ૧૨ ॥ સર્વલક્ષણસંપન્નઃ શ્રીકૃષ્ણ-
જ્ઞાનદો ગુરુઃ । સ્વાનંદતુંદિલઃ પદ્મદલાયતવિલોચનઃ ॥૧૩॥
કૃપાદૃગ્વૃષ્ટિસંહૃષ્ટદાસદાસીપ્રિયઃ પતિઃ । રોષદૃક્પાતસંપ્લુષ્ટ-
ભક્તદ્વિડ્ ભક્તસેવિતઃ ॥ ૧૪ ॥ સુખસેવ્યો દુરારાધ્યો દુર્લ-
ભાંઘ્રિસરોરુહઃ । ઉગ્રપ્રતાપો વાક્સીધુપૂરિતાશેષસેવકઃ ॥ ૧૫ ॥
શ્રીભાગવતપીયૂષસમુદ્રમથનક્ષમઃ । તત્સારભૂતરાસસ્ત્રીભાવપૂ-

રિતવિગ્રહઃ ॥૧૬॥ સાન્નિધ્યમાત્રદત્તશ્રીકૃષ્ણપ્રેમા વિતુકિતદઃ રાસલીલૈકતાત્પર્યઃ કૃપયૈતત્કથાપ્રદઃ ॥ ૧૭ ॥ વિરહાનુભવૈકાર્થસર્વત્યાગોપદેશકઃ । ભકત્યાચારોપદેષ્ટા ચ કર્મમાર્ગપ્રવર્ત્તકઃ ॥ ૧૮ ॥ યાગાદૌ ભકિતમાર્ગૈકસાધનત્વોપદેશકઃ । પૂર્ણાનંદઃ પૂર્ણકામો વાક્પતિર્વિબુધેશ્વરઃ ॥ ૧૯ ॥ કૃષ્ણનામસહસ્રસ્ય વકતા ભકતપરાયણઃ । ભકત્યાચારોપદેશાર્થનાનાવાકયનિરૂપકઃ ॥૨૦॥ સ્વાર્થોજ્જિતાખિલપ્રાણપ્રિયસ્તાદૃશવેષ્ટિતઃ । સ્વદાસાર્થકૃતાશેષસાધનઃ સર્વશકિતધૃક્ ॥ ૨૧ ॥ ભુવિ ભકિતપ્રચારૈકકૃતે સ્વાન્વયકૃત્પિતા । સ્વવંશે સ્થાપિતાશેષસ્વમાહાત્મ્યઃ સ્મયાપહઃ ॥ ૨૨ ॥ પતિવ્રતાપતિઃ પારલૌકિકૈહિકદાનકૃત્ નિગૂઢહૃદયોનન્યભકતેષુ જ્ઞાપિતાશયઃ ॥૨૩॥ ઉપાસનાદિમાર્ગાતિમુગ્ધમોહનિવારકઃ । ભકિતમાર્ગે સર્વમાર્ગવૈલક્ષણ્યાનુભૂતિકૃત્ ॥ ૨૪ ॥ પૃથક્શરણમાર્ગોપદેષ્ટા શ્રીકૃષ્ણહાર્દવિત્ પ્રતિક્ષણનિકુંજસ્થલીલારસસુપૂરિતઃ ॥ ૨૫ ॥ તત્કથાક્ષિપ્તચિત્તસ્તદ્વિસ્મૃતાન્યો વ્રજપ્રિયઃ। પ્રિયવ્રજસ્થિતિઃ પુષ્ટિલીલાકર્તા રહઃપ્રિયઃ ॥ ૨૬ ॥ ભકતેચ્છાપૂરકઃ સર્વાજ્ઞાતલીલોતિમોહનઃ સર્વાસકતો ભકતમાત્રાસકતઃ પતિતપાવનઃ ॥૨૭॥ સ્વયશોગાનસંહૃષ્ટહૃદયાંભોજવિષ્ટરઃ । યશઃપીયૂષલહરીપ્લાવિતાન્યરસઃ પરઃ ॥૨૮॥ લીલામૃતરસાર્દ્રાર્દ્રીકૃતાખિલશરીરભૃત્ । ગોવર્દ્ધનસ્થિત્યુત્સાહસ્તલ્લીલાપ્રેમપૂરિતઃ ॥ ૨૯ ॥ યજ્ઞભોકતા યજ્ઞકર્તા ચતુર્વર્ગવિશારદઃ । સત્યપ્રતિજ્ઞસ્ત્રિગુણાતીતો નયવિશારદઃ ॥૩૦॥ સ્વકીર્તિવર્દ્ધનસ્તત્ત્વસૂત્રભાષ્યપ્રદર્શકઃ । માયાવાદાખ્ય-

તૂલાગ્મિર્બ્રહ્મવાદનિરૂપકઃ ॥ ૩૧ ॥ અપ્રાકૃતાઽખિલાકલ્પભૂષિતઃ સહજસ્મિતઃ । ત્રિલોકીભૂષણં ભૂમિભાગ્યં સહજસુંદરઃ ॥ ૩૨ ॥ અશેષભક્તસંપ્રાર્થ્યચરણાબ્જરજોધનઃ । ઇત્યાનંદનિધેઃ પ્રોક્તં નામ્નામષ્ટોત્તરં શતમ્ ॥૩૩॥ શ્રદ્ધાવિશુદ્ધબુદ્ધિર્યઃ પઠત્યનુદિનં જનઃ । સ તદેકમનાઃ સિદ્ધિમુક્તાં પ્રાપ્નોત્યસંશયમ્ ॥ ૩૪ ॥ તદપ્રાપ્તૌ વૃથા મોક્ષસ્તદાપ્તૌ તદ્ગતાર્થતા । અતઃ સર્વોત્તમં સ્તોત્રં જપ્યં કૃષ્ણરસાર્થિભિઃ

॥ ઇતિ શ્રીમદગ્નિકુમારપ્રોક્તં સર્વોત્તમસ્તોત્રં સંપૂર્ણમ. ॥



# મહાપ્રસાદ.

**મહાપ્રસાદ**—કેટલાંક મનુષ્યો પ્રાતઃકાળમાં ઉઠીને તુરતજ ચાહના પ્યાલાની ઉપાસના કરે છે! ચાહનું પીણું શરીરમાં કેટલું ભયંકર નુકશાન કરે છે તેમ લોહી અને ધાતુઓનું પાણી કરે છે, તેનો હિસાબ ચાહ પીનારાએ કરવો રહ્યો. જો બહુજ ભૂખ લાગતી હોય તો સ્નાન સેવાથી નિવૃત્ત થઇ, પહેલું તો આપણા મંદિરમાં શ્રીજીનાં મંગળાઆર્તિનાં દર્શન કરવા જવું. કોઇપણ એક મંદિરે દર્શન કર્યા બાદ ગાયનું દૂધ જેટલું રુચે તેટલું સુખેથી પીવું. મહાપ્રસાદ લેવાનો સમય પણ એક નિયત કરવો. શ્રીઠાકોરજીને ભોગ ધરાવીને મહાપ્રસાદ લેવામાં આવે તો તેનાથી બીજું એકેય ઉત્તમ નથી, પરંતુ ગૃહજંજાળથી તેમ કદાચ ન બની શકે તો સવારે શ્રીઠાકોરજીને જે મિશ્રી–તુલસી ધરાવાય છે, તેમાંથી જરાજરા દરેક રસોઇમાં પધરાવી પ્રસાદ લેવો. પ્રસાદનો પદાર્થ સાત્ત્વિક હોવો જોઇએ. કયારે પણ વિદેશી ખાંડ સાકરનો ઉપયોગ નજ કરવો. કેટલાંએક બાળકો અને મ્હોટાં માણસોને પણ સ્કુલમાં, બજારમાં હરતાંફરતાં કંઇ વેંચાતી ચીજ લઇ ખાવાનું મન થાય છે, અગર તો મહાભ્રષ્ટ અનેક રોગોને ઉત્પન્ન કરનારી હોટલનાં એઠાં કાચના ઠીકરામાં ચાહ પીવાની અને ભજીયાં ખાવાની બુરી આદત હોય છે, તે બહુજ ખરાબ છે. વૈષ્ણવોએ તો કયારે પણ આવાં ભયંકર ચવાણાં અને પીણાંનો ઉપયોગ નજ કરવો.

દૂધ, ઘી, ઘઉં, મગ, ચોખા વગેરે સાત્ત્વિક અન્ન કહેવાય છે. તેલ, મરચું, ખટાઇ, વગેરે તામસ છે. સાત્ત્વિક અન્ન ખાવાથી શરીરમાં કામ ક્રોધ વગેરે વિષયો શાંત રહે છે. તામસ અન્ન

ખાવાથી વિષયો વધતા જાય છે. તેનાં પરિણામે આસુરભાવ ઉત્પન્ન થાય છે. તેથી વૈષ્ણુવોએ બનતાં સુધી સાત્ત્વિક જ ખોરાક લેવો.

**ગૃહસ્થાશ્રમ જીવન**—દરેક વૈષ્ણુવોએ પોતાના ગૃહસ્થાશ્રમનું જીવન ઘણુંજ સાદું અને સરલ રાખવાનું છે. પ્રભુપ્રેરણાથી જે જે કંઇ ધંધો રોજગાર મળે તેમાં પણ નીતિ અને સાદાઇથી વર્તવામાં કોઈ અદશ્ય લાભ જરૂર સમાયલો છે એમ સમજવું. પ્રસાદ લીધા પહેલાં તેમ પછી પણ પોતાના ધંધારોજગારમાં ખાસ લક્ષ્ય આપવાનું છે. તેમાં પણ જેના હૃદયમાં પ્રભુભક્તિ અને સદાચારનાં કિરણો ઝળકતાં હોય તેવા સજ્જનો સાથેજ વધારે પ્રમાણુમાં પોતાનો સમય વ્યતીત કરવો જોઇએ. ધંધારોજગારને અંગે જોકે અનેક પ્રકારનાં સાત્ત્વિક રાજસ તામસ મનુષ્યો સાથે કામ પડે છે, પરંતુ તેમાં પણ પોતાની નીતિ અને સદાચારની અસર તે દરેક ઉપર પડવી જોઇએ. પોતાની આવકથી ખર્ચ ઓછું રાખવું. નકામા ખર્ચથી બહુજ સંભાળ રાખવી. કોઈપણ અતિથિ આવે તેનો યથાયોગ્ય સત્કાર કરવો. વચનમાં અમૃત રાખવું.

**સાયંકાલ**—સાંજરે પોતાના રોજગારથી પરવાર્યા બાદ ઓછામાં ઓછો એક કલાક તો ખાસ પવિત્ર હવામાં ફરવાનું રાખવું, જેથી શારીરિક વ્યાયામનો અર્થ પણ સચવાય, વાહનદ્વારા ફરવા કરતાં પેદલ ફરવું વધારે ફાયદાકારક છે. સાયંકાળે એક વખત શ્રીઠાકોરજીનાં દર્શક પણ કરવાં. સમગ્ર દિવસમાં સાંજસવાર બે વખત શ્રીઠાકોરજીનાં દર્શન કરવાંનો નિયમ તો રાખવાનોજ રહ્યો. ત્યારબાદ પ્રસાદ લીધા બાદ પોતાને ઘેર અગર મંડળી થતી હોય ત્યાં ભગવત્કથામાં ભાગ લેવો, ભગવદ્વાર્તામાં ઘરની સાંસારિક કથની

નજ કરવી. મંદિરમાં અગર મંડળીમાં તો પગ મૂકતાંની સાથે જ અષ્ટાક્ષરનો જપ શરૂ થઇ જવો જોઇએ.

**શયન**—મંડળીમાંથી ઘેર આવી પોતાથી બને તેટલી પ્રભુનાં નામની માળા કરવી. ઓછામાં ઓછી આખા દિવસમાં દશ માળા તો કરવી જ જોઇએ. ભગવાનનાં હજાર નામ લેતાં વધારે વખત લાગવાનો ભય રાખવાનો નથી. પ્રભુનામ લીધા પછી અન્ય કોઇની પણ સાથે વાતચિત્ત ન કરતાં પ્રભુચિન્તન કરતાં કરતાં શયન કરવું.

**જયશ્રીકૃષ્ણ**—આપણે વૈષ્ણવો પરસ્પર મળીએ ત્યારે કે પત્રદ્વારા જયશ્રીકૃષ્ણ કરીએ છીએ. તેનું શું કારણ છે ? જયશ્રી-કૃષ્ણ કરતી વેળા શી ભાવના થવી જોઇએ તે ખાસ જાણવાનું છે. જયશ્રીકૃષ્ણનો અર્થ હે શ્રીકૃષ્ણ પ્રભો આપનો જય થાઓ આવી પ્રાર્થના કરવાનો છે. એટલે સંસારમાં જીવ તો હું અને મારૂં આવાં બંધનમાં કરોડો જન્મથી બંધાઈ ગએલો છે તે બંધન દૂર કરવા માટે દરેક સમયે પ્રભુજ સર્વત્ર છે, તેવી ભાવના થવી જોઇએ. તેથી દરેક વ્યવહારમાં જે જે મનુષ્યો દ્વારા મમતા ભરેલો સંબન્ધ રાખવાનો સમય આવે ત્યારે જયશ્રીકૃષ્ણનું સ્મરણ કરી પ્રભુની ઇચ્છા અને અનેકવિધ લીલાની યાદગીરી કરવાની છે. પરિ-ણામે પ્રભુમાં સર્વાત્મભાવ સાધી શકાય છે.

**દંડવતપ્રણામ**—આપણે મંદિરમાં શ્રીઠાકોરજીનાં કે ગુરુશ્રીનાં દર્શન કરતી વેળા દંડવતપ્રણામ કરીએ છીએ. તે વખતે એવા પ્રકારનો ભાવ રાખવાનો છે કે હે પ્રભો, કરુણાનિધાન, મારૂં કંઈ પણ સામર્થ્ય નથી. આપ સર્વસમર્થ છો. હું તો સંસારાસકત છું વિવેક, ધૈર્ય, આશ્રય વગેરેનું મારામાં કંઈ પણ નથી. અનંત પાપનો

કરનારો છું, હે પ્રભો, મારો ઉદ્ધાર કરનારા તો એક આપ જ છો. મને સદ્દબુદ્ધિ આપી, સત્કર્મમાં પ્રેરનારા પણ આપ જ છો, આવી રીતે પોતાના દોષો પ્રભુ પાસે બોલી નાખી ભવિષ્યમાં તેવા દોષો ન થવા માટે કાળજી રાખવાની છે.

## ब्रह्मसम्बन्ध.

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।
यमेवैष वृणुते तेन लभ्यः । तस्यैष आत्मा वृणुते तनुं स्वाम् ॥श्रुतिः

વૈષ્ણવોએ બાલ્યાવસ્થાથી જ બ્રહ્મસંબન્ધ દીક્ષા ખાસ લેવી જોઇએ. બ્રહ્મ એટલે શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુ, અને સંબન્ધ એટલે તેની સાથે દાસભાવથી જોડાઈ જવું તે; અર્થાત્ પરમકૃપાળુ ભગવાન્‌ની ભક્તિ કરવા માટે દાસત્વ પ્રાપ્ત કરવાની દીક્ષા તે બ્રહ્મસંબન્ધ કહેવાય છે, તે આપણા આચાર્યશ્રીદ્વારા જ થઇ શકે છે. જ્યાં સુધી બ્રહ્મસંબન્ધની દીક્ષા લીધી ન હોય ત્યાં સુધી પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ તરીકેનો કોઇ પણ જાતનો જીવને અધિકાર નથી.

**બ્રહ્મસંબન્ધનો અર્થ**—હે ભગવન્! હજારો અને લાખો જન્મથી હું આપનાથી જૂદો પડયો છું. આપના વિયોગથી મને અનેક પ્રકારના તાપકલેશ થવા જોઈએ, તે તો સંસારમાં પડી જવાથી થતા નથી. સ્ત્રી, પુત્ર, મિત્ર, ઘર, પૈસા વગેરેમાં મેં મ્હોટી મમતા બાંધી છે અનેક મનોરથો કરી રહ્યો છું, પણ હે ભગવન્! ખરી રીતે તો તે દરેક સગાંવહાલાં થોડા વખતનાં અને સ્વાર્થ પૂરતા જ સ્નેહ બતાવી રહ્યા છે. સાચાં સગા અને રક્ષક તો આપ જ છો. હે પ્રભો! હવેથી હું તો મારા દેહ પ્રાણ મન અને ઇન્દ્રિયો

વગેરેની પ્રવૃત્તિ આપની સેવામાંજ રોકીશ. મારા તરીકે જેને માનું છું તે બધું આજથી આપનાં ચરણકમળમાં સમર્પું છું.

**પુષ્ટિમાર્ગ—पोषणं तदनुग्रहः** શ્રીમદ્ભાગવતમાં પ્રભુના અનુગ્રહને પુષ્ટિ કહેલા છે. જે માર્ગમાં પ્રભુના અનુગ્રહથીજ ઐહિક પારલૌકિક સાધી શકાય તે પુષ્ટિમાર્ગ કહેવાય છે. પુષ્ટિમાર્ગમાં તો દરેક કાર્ય કરનારો પ્રભુનો અનુગ્રહ જ છે. તેમાં પુષ્ટિ પ્રવાહ મર્યાદા અને શુદ્ધપુષ્ટિ આમ ચાર પ્રકાર છે. પુષ્ટિમાર્ગમાં આવનારા જીવને કાળ, કર્મ કે સ્વભાવ પણ બાધ કરી શકતા નથી. અર્થાત્ ભગવાનનો અનુગ્રહ જે મનુષ્ય ઉપર હોય છે તેનું અનિષ્ટ કોઇ પણ કરી શકતું નથી, તેનું નામ પુષ્ટિમાર્ગ છે.

**વ્રતોત્સવ**—વૈષ્ણવોએ એકાદશી અને રામજયંતી નૃસિંહ-જયંતી, કૃષ્ણજયંતી, અને વામનજયંતીનાં વ્રત કરવાં જોઇએ, શરીરમાં પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો અને મન એમ અગ્યાર ઇન્દ્રિયો મુખ્ય છે, તે દરેક ઇન્દ્રિયો પોતપોતાના વિષય તરફ મનુષ્યને ખેંચી જાય છે. બુદ્ધિમાન્ અને સદાચારી ભક્તો તો ઇન્દ્રિયોને આધીન થતા નથી બલ્કે તેને પોતાને કબજે કરે છે, તે અગ્યારેય ઇન્દ્રિયોના પ્રબળ દોષો એકાદશીનું વ્રત કરવાથી નષ્ટ થાય છે.

## અન્યાશ્રયત્યાગ.

જગતમાં દેવીદેવતાઓ અનંત છે. છતાં આપણા પ્રભુ તો પરમબ્રહ્મ શ્રીકૃષ્ણભગવાન્ જ છે, આપણે ભગવાનના છીએ અને આપણા ભગવાન છે, તે સર્વેશ્વર પ્રભુને ચરણે આપણે આપણા સર્વસ્વનું નિવેદન કરી દીધું છે. તે તો ક્યારે પણ ભૂલવાનું નથી. **निवेदनं तु स्मर्तव्यं सर्वथा तादृशैर्जनैः** ભગવાનના ભક્તોએ

આત્મનિવેદનને રોજ યાદ કરવાનું છે. કોઈ દિવસ પણ કોઇ દેવતાની નિન્દા નજ કરવી અને આપણા શ્રીકૃષ્ણપ્રભુમાં જરાય અવિશ્વાસ પણ નજ કરવો. રાવણ જેવાને બ્રહ્માસ્ત્રમાં અવિશ્વાસ થવાથી—હનૂમાનજી છૂટા થઇ ગયા હતા. આપણા ઘેર વિવાહ વગેરે શાસ્ત્રીય સંસ્કારમાં અન્ય દેવની પૂજા કરવાનો પ્રસંગ આવે ત્યારે પણ બને ત્યાંસુધી તો આપણા પ્રભુને સમર્પિત કરેલી વસ્તુનો જ ઉપયોગ કરવો. દ્રવ્યના ઉપયોગમાં પણ પ્રભુની સમક્ષ પ્રાર્થના કરી આજ્ઞા લઇને દરેક વ્યવહાર કરવો. અન્ય દેવો અમારા પ્રભુના અનુચર છે, વિભૂતિરૂપ છે તેવી સંમાનિત દૃષ્ટિથી તે શાસ્ત્રવિધિનું પાલન કરવું.

## પાપપરિત્યાગ.

સંસારમાં નાનાં મ્હોટાં અનેક પાપો જીવથી થઇ જાય છે, પરંતુ વૈષ્ણવોએ તો ઘણી જ સાવચેતીપૂર્વક વર્તવાનું છે. મ્હોટામાં મ્હોટાં પાપ કામ અને ક્રોધ છે. અર્થાત્ પાપનો રાજા કામ અને પ્રધાન-મંત્રી ક્રોધ કહીએ તો પણ અતિશયોક્તિ ન જ ગણાય. મનુષ્યમાત્રના ભયંકર કે દુર્જય શત્રુ કોઇ હોય તો તે કામ અને ક્રોધ છે. તે એવી તો બારીકીથી જીવને પોતાના પંજામાં કબજે કરે છે કે—મનુષ્ય સંપૂર્ણ સાવધાની ન રાખે તો નષ્ટભ્રષ્ટ થઇ જાય છે. પરસ્ત્રીમાં માતા અને બ્હેનની ભાવના કરવી. પારકાનું દ્રવ્ય મૃત્તિકા તરીકે માનવું. દરેક પ્રાણીમાં મિત્રતા કરવી. ક્રોધ આવવાની તૈયારીમાં તુરત ધીરજ રાખી મુનિવ્રત ધારણ કરવું. આવી રીતે ધીરે ધીરે અભ્યાસ કરવાથી મન અને ઇંદ્રિયો વશ કરી, કામક્રોધને છોડી દેવા. કોઇને પણ ક્લેશ ઉપજે તેવાં વચન ન કહેવાં,

કોઇની પણ હિંસા કે નિન્દા ન જ કરવી. મનથી પણ કોઇનું બુરૂં ચાહવું નહિ.

## નવધાભક્તિ.

૧ **શ્રવણભક્તિ**—ભગવદીય વક્તાના મુખથી શ્રદ્ધાપૂર્વક શ્રીહરિનાં ચરિત્ર અને લીલા વગેરે સાંભળવાં.

૨ **કીર્તનભક્તિ**—જે કથામાં સાંભળ્યું હોય તેનું વારંવાર શ્રદ્ધાથી રટન કરવું.

૩ **સ્મરણભક્તિ**—કથાવ્યાખ્યાનાદિમાં જે ગુણાનુવાદ સાંભળ્યા હોય તેનું વારંવાર શ્રદ્ધાથી સ્મરણ કરવું.

૪ **પાદસેવનભક્તિ**—શ્રદ્ધાથી ભગવાનના ચરણારવિંદનીજ સેવા કરી દઢ આસક્તિ રાખવી.

૫ **અર્ચનભક્તિ**—શાસ્ત્રમાં બતાવ્યા મુજબ અનેક પ્રકારથી પ્રભુની પૂજા કરવી.

૬ **વન્દનભક્તિ**—શ્રદ્ધાથી પ્રભુ સમક્ષ પોતાનું દૈન્ય બતાવી નમન કરવું.

૭ **દાસ્યભક્તિ**—પ્રભુ સિવાય અન્ય કોઇ પણ વસ્તુમાં આસક્તિ ન રાખતાં અનન્ય ભાવથી શ્રીહરિની સેવા કરવી.

૮ **સખ્યભક્તિ**—પ્રેરણા અગર આજ્ઞા ન કરેલી હોય તો પણ પ્રભુને પ્રિય લાગે તેવી રીતે શ્રદ્ધાપૂર્વક સેવા કરવી.

૯ **આત્મનિવેદનભક્તિ**—સ્ત્રી, પુત્ર, ધન વગેરે, કે જેમાં આપણી મમતા હોય છે તે દરેકને શ્રીહરિની સેવામાં જોડી દેવાં.

આવી રીતે ક્રમશઃ નવધાભક્તિનું પાલન દરેક વૈષ્ણવોએ કરવું જોઇએ.

## ગોરક્ષણ.

જંગલમાં સુકું ઘાસ ચરીને, જળ પાન કરીને, અમૃતને આપનારી-ગાયમાતાની બરોબર એક પણ બીજું ધન નથી—કે જેના છાણ અને મૂત્રથી પણ દુનીયા પવિત્ર થઇ શકે છે.

**ગાયોની રક્ષા કરવી**—તે દરેક વૈષ્ણવનું કર્તવ્ય છે. એટલુંજ નહિ પણ જગત્‌ના સમગ્ર જીવોનું પણ ખાસ કર્તવ્ય છે. દૂધ, દહી અને ઘી જેવા અમૃતમય પદાર્થ ગાયમાતાની કૃપાને જ આભારી છે. જ્યારથી જગત્‌ની રચના થઈ ત્યારથી અત્યાર સુધી ગોરસ જેવો બીજો એક પણ અમૃતરૂપ પદાર્થ બન્યો નથી. આપણા પરમકૃપાળુ શ્રીકૃષ્ણપ્રભુએ તો ખાસ ગાયોનું પાલન કરી જગત્ સમક્ષ ગાયમાતાની સર્વશ્રેષ્ઠતા સિદ્ધ કરી આપી છે. આપણો દેશ ખેતી ઉપર વધારે આશા રાખનારો છે. ખેતી તો ગાયોની આબાદી વગર ન જ થઈ શકે. મુસલમાની સામ્રાજ્યમાં પણ ગાયોની રક્ષા અને આબાદી ઉપર સારાં પગલાં લેવાયાનું ઇતિહાસ રજુ કરે છે. અત્યારે શુદ્ધ દુધ, દહીં, ઘી વગેરે જરૂરીયાત જેટલાં પણ શુદ્ધ મળી શકતાં નથી. તેનું ખાસ કારણ આપણે

ગાયોની સેવા અને રક્ષા કરવામાં બેપરવાઈ બતાવી, તે છે. ભારતવર્ષનાં દરેક મકાનમાં એકેકેક ગાયનું પાલન કરવામાં આવે તો પણ બસ છે. બીજા નકામા હજારો રૂપીઆના ખર્ચ આપણે ભોગવીએ છીએ, જ્યારે ગાયોની સેવા એક ભારરૂપ માનીએ છીએ. સર્વ મનુષ્યોએ અત્યારે ગોરક્ષણમાટે કટિબદ્ધ થવું જ જોઇએ.

વિજ્ઞાન—જેટલા સ્થાનમાં ગાયો બંધાય છે, તેની આસપાસ દૃષ્ટિદોષ કે મલિન વાતાવરણ રહેતું નથી. ગાય શ્વાસ લે છે તેમાં ખરાબ અને રોગી હવાનો નાશ થાય છે, અને જે શ્વાસ બહાર કાઢે છે, તેમાંથી પવિત્ર હવા નીકળે છે. ગોમૂત્ર અને ગોબર (છાણ) થી મલિન વાતાવરણ દૂર થાય છે. જે બાળકપર નાની ઉમરથી જ દરરોજ ગાયના પગની રજ અને ગોમૂત્ર છાંટવામાં આવે છે, તે બાળકને સ્વપ્નામાં પણ કોઇનો ભય થતો નથી.



# જગદ્‌ગુરુઆચાર્યચક્રવર્તીશ્રીમદ્‌વલ્લભાચાર્યજી, શ્રીગુંસાઇજી અને તેઓશ્રીના સાતલાલજીના પ્રાકટ્યોત્સવો.

| | | |
|---|---|---|
| ૧ | શ્રીમદ્‌વલ્લભાચાર્યજી | સંવત ૧૫૩૫ ચૈત્ર વદિ ૧૧ |
| ૨ | શ્રીગોપીનાથજી. | ,, ૧૫૬૭ ભાદરવાવદિ ૧૨ |
| ૩ | શ્રીવિઠ્ઠલનાથજી (શ્રી ગુંસાઇજી) | ,, ૧૫૭૨ માગશીર્ષ વદી ૯ |

## સાતલાલજી.

| | |
|---|---|
| શ્રીગિરિધરજી | ,, ૧૫૯૭ કાર્તિક સુદિ ૧૨ |
| શ્રીગોવિંદરાયજી | ,, ૧૫૯૯ કાર્તિક વદિ ૮ |
| શ્રીબાલકૃષ્ણજી | ,, ૧૬૦૬ ભાદરવા વદિ ૧૩ |
| શ્રીગોકુલનાથજી | ,, ૧૬૦૮ માગશીર્ષ સુદી ૭ |
| શ્રીરઘુનાથજી | ,, ૧૬૧૧ કાર્તિક સુદિ ૧૨ |
| શ્રીયદુનાથજી | ,, ૧૬૧૩ ચૈત્ર સુદિ ૬ |
| શ્રીઘનશ્યામજી | ,, ૧૬૨૮ કાર્તિક વદિ ૧૩ |

# (કાંકરોલી) તૃતીય ગૃહમાં ચાલુ શતકના તિલકાયિત મહારાજશ્રીઓનો પ્રાકટયસમય.

| | |
|---|---|
| શ્રીગિરિધરજી(૧૨૦વચનામૃતનાકર્તા) | ભાદ્રપદ સુદ ૯ સંવત ૧૮૯૮ |
| શ્રીબાલકૃષ્ણલાલજી | અષાડ વદ ૧૩ ,, ૧૯૨૪ |
| શ્રીવ્રજભૂષણલાલજી (વિરાજમાન | જન્મદિન માધ વદી ૨ ૧૯૬૮ |
| શ્રીવિઠ્ઠલનાથજી (વિરાજમાન) | જન્મદિન પોષ વદિ ૮ ૧૯૭૦ |

## શ્રીદ્વારકાધીશજી (કાંકરોલી)ના મંદિરમાં મ્હોટા ઉત્સવોની યાદી

| | |
|---|---|
| શ્રીજન્માષ્ટમી. | શ્રાવણ વદિ ૮ અષ્ટમી |
| નંદમહોત્સવ તથા શ્રીવ્રજભૂષણજીનો ઉત્સવ. | શ્રાવણ વદિ ૯ નવમી |
| શ્રીગિરિધરલાલજી | ભાદ્રપદ સુદ ૨ દ્વિતીયા |
| રાધાષ્ટમી | ભાદ્રપદ સુદ ૮ અષ્ટમી |
| શ્રીગિરિધરલાલજી મહારાજનો ઉત્સવ | ભાદ્રપદ સુદ ૯ નવમી |
| શ્રીવામનજયંતી | ભાદ્રપદ સુદ ૧૨ દ્વાદશી |
| તૃતીયપુત્ર શ્રીબાલકૃષ્ણજીનો ઉત્સવ | ભાદ્રપદ વદિ૧૩ ત્રયોદશી |
| શ્રીબાલકૃષ્ણલાલજી મહારાજકૃત સં. ૧૯૪૨ છપ્પન ભોગનો ઉત્સવ. | આશ્વિન સુદ ૧૩ ત્રયોદશી |
| શ્રીગિરિધરલાલજી મહારાજનો ઉત્સવ | આશ્વિન વદિ ૫ પંચમી |
| શ્રીપુરુષોત્તમજીનો ઉત્સવ તથા શ્રીબાલકૃષ્ણલાલજી મહારાજ ગાદીએ વિરાજ્યા | આશ્વિન વદિ ૭ સાતમી |

| | |
|---|---|
| શ્રીવ્રજભૂષણજીનો ઉત્સવ | કાર્તિક વદી ૮ અષ્ટમી |
| શ્રીગોકુલનાથજીનો ઉત્સવ | કાર્તિક વદી ૧૪ચતુર્દશી |
| શ્રીમથુરેશજી તથા શ્રીદ્વારકાધીશજી કાંકરોલીમાં આઠ દિવસ સાથે બિરાજ્યાનો ઉત્સવ. | માર્ગશીર્ષ સુદ ૪ ચતુર્થી |
| શ્રીપુરુષોતમજી કૃત છપ્પન ભોગનો ઉત્સવ | માર્ગશીર્ષ વદી ૭ સપ્તમી |
| શ્રીગુંસાઇજી શ્રીવિઠ્ઠલનાથજીનો ઉત્સવ | માર્ગશીર્ષ વદી ૯ નવમી |
| શ્રીવિઠ્ઠલનાથજીનો ઉત્સવ | માર્ગશીર્ષવદી૧૪ ચતુર્દશી |
| શ્રીગિરિધરલાલજી ગાદી વિરાજે | માઘ વદિ ૪ ચતુર્થી |
| શ્રીનાથજીનો પાટોત્સવ | માઘ વદિ ૭ સપ્તમી |
| શ્રીબાલકૃષ્ણલાલજી મહારાજકૃત (સં. ૧૯૫૧) છપ્પનભોગનો ઉત્સવ | ફાલ્ગુન વદિ ૧૦ દશમી |
| શ્રીવ્રજભુષણજીનો ઉત્સવ | ચૈત્ર સુદિ ૮ અષ્ટમી |
| રામનવમી તથા શ્રીવ્રજભૂષણજીનો ઉત્સવ | ચૈત્ર સુદિ ૯ નવમી |
| શ્રીભાભીજી મહારાજકૃત ( સં ૧૯૮૦ ) છપ્પનભોગનો ઉત્સવ | ચૈત્ર શુ. ૧૫ પૂર્ણિમા |
| શ્રીનવનીતલાલજી શ્રીદ્વારકાધીશજી તથા શ્રીમથુરેશજી નાથદ્વારમાં શ્રીદ્વારકાધીશજીના મંદિરમાં એક સિંહાસન ઉપર વિરાજ્યા તેનો ઉત્સવ | ચૈત્ર વદિ ૭ સપ્તમી |

| | |
|---|---|
| શ્રીમહાચાર્ય શ્રીવલ્લભાધીશપ્રભુનો ઉત્સવ | ચૈત્ર વદિ ૧૧ એકાદશી |
| શ્રીપુરુષોત્તમજીનો ઉત્સવ | વૈશાખ શુ. ૧ પ્રતિપત્ |
| નૃસિંહજયંતી તથા શ્રીદ્વારકેશજીનો ઉત્સવ | વૈશાખ શુ. ૧૪ ચતુર્દશી |
| શ્રીભાભીજી મહારાજકૃત (સં. ૧૯૭૬) છપ્પન ભોગનો ઉત્સવ | વૈશાખ કૃષ્ણ ૫ પંચમી |
| શ્રીવ્રજનાથજીનો ઉત્સવ | જ્યેષ્ઠ શુ. ૭ સપ્તમી |
| શ્રીદ્વારકેશલાલજી (શ્રીબાલકૃષ્ણલાલજીના જ્યેષ્ઠ પુત્રનો ઉત્સવ | જ્યેષ્ઠ વદિ ૬ ષષ્ઠી |
| શ્રીદ્વારકાધીશનો પાટોત્સવ | આષાઢ સુ. ૫ પંચમી |
| શ્રીબાલકૃષ્ણલાલજી મહારાજશ્રીનો ઉત્સવ | આષાઢ વદિ ૧૩ ત્રયોદશી |
| પવિત્રાદ્વાદશી | શ્રાવણ શુ. ૧૨ દ્વાદશી |

